# ચાલો ભજવીએ

ભાગ ૧લો

લખનાર

નટવર મૂ. વીમાવાળા

પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડીયા ચકલા

સુરત.

એક, બે ને ત્રણ. ત્રણ નાટકો. ભજવી શકાય એવાં. ભજવવાની સૂચના સાથે.

પહેલું ને બીજું બંગાળી વાત વાંચેલી તે પરથી નાટક સ્વરૂપે યોજેલાં છે. વસ્તુનો માત્ર મૂળ મુદ્દો જ ઊંચકી લઇ તેની આસપાસ સમગ્ર વણાટકામ કરી લીધું. ત્રીજું–કેવળ સ્વતંત્ર–લખવાની ઝંખના ત્રણ ચાર વરસથી હતી. અભિમન્યુ મારે મન મહાભારતનું સૌથી તેજસ્વી પાત્ર છે. તેનું ચરિત્ર આલેખવા વિચાર થયા જ કરતા. અચાનક એક રવિવારની બપોરે એ આપોઆપ લખાઇ ગયું; કહો કે કલમમાંથી ઊતરી પડયું. એકી બેઠકે લખાઇ ગયું. તે પછી એમાં કશો ફેરફાર કરવો પડયો નથી. છે તેવું ને તેવું પણ મને પોતાને ઘણુંજ ગમ્યું છે. અંતરના પૂરા સંતોષ સાથે હું એને સૌ સમક્ષ મૂકું છું.

"બે રૂપિયા" ગાંડીવ બાળપખવાડિકના પ્રતિષ્ઠાપના સમારંભ વખતે ભજવાયલું. લોકોને ખૂબ પસંદ પડેલું. ત્રણે નાટકો ભજવવાની શાળાઓને છૂટ છે. એટલી ઇચ્છા ખરી, કે ભજવનારાઓ ભજવવામાં પડતી મુશ્કેલીઓ મને લખી જણાવે. ન. વી.

---

## ત્રીજી આવૃત્તિ

આ ચોપડીની બીજી આવૃત્તિ ફક્ત દોઢ જ વરસના ગાળામાં થઇ છે. ને ત્રીજી તે પછી ચાર વરસે થાય છે. એ દરમ્યાન એના પરથી જ સૂઝેલી યોજનાને અંગે એના બીજા અગિઆર ભાગ—(કુલ બારનું ગુચ્છ) પણ બહાર પડી ગયા છે. એ ગુચ્છને ગુજરાતે ઠીક સત્કાર્યું છે એમ માનવામાં હરકત નથી. ન. વી.

# બે રૂપિયા

**જોઈતાં સાધનો:** (૧) બે રૂપિયા (૨) ભિખારીનો પોશાકઃ થીંગડાંવાળું ખમીસ અને ફાટેલ ધોતિયું, તથા ખભે ભેરવવાની એક ઝોળી (૩) વગાડવાના સાધનમાં સારંગી લખેલી છે. પરંતુ તે બજાવતાં શીખવાનું કામ મુશ્કેલ છે. અને ઉંમરનું ધોરણ જોતાં લગભગ અશક્ય છે. માટે તેને સ્થાને એકતારો સહેલાઈથી વગાડી શકાશે. બાળકના હાથમાં શોભે એવો નાનો એકતારો દોઢેક રૂપિયામાં બની શકશે.

**વધુ સૂચના:** "મંગળ મંદિર ખોલો"ના ગીતને બદલે, પ્રસંગને શોભે એવું, ભજવનાર બાળકને આવડે તેવું ગમે તે ગીત ગોઠવી લેવું. છેવટે "રઘુપતિ રાઘવ રાજા રામ" પણ ચાલશે.

આ વસ્તુ બાળાઓ પણ ભજવી શકશે.

નરેન્દ્ર: (દાખલ થઇને) અહાહાહા! બસ મજા, મજા, મજા!!! ખૂબ મજા. મને જરા યે નહોતું લાગતું કે બા આટલી બધી ઉદાર થઈ જશે! બે રૂપિયા! અધધધ! ગયે વરસે જ્યારે મેં બહુ જીદ કરી ત્યારે જેમ તેમ ચાર આના મળ્યા હતા; ને આ વરસે બે રૂપિયા! કાલે તો બસ ખાવું, પીવું ને મોજ!

[પાછળથી રમણ આવી તેની આંખો બંધ કરી દે છે.]

નરે૦: છોડ, છોડ, અલ્યા કોણ છે, છોડ!

રમણ: (બનાવટી અવાજે) નામ બોલ!

નરે૦: હવે ઓળખ્યો તને, હરિપ્રસાદ.

રમણ: (બનાવટી અવાજે) જુઠું! જુઠું!

નરે૦: ત્યારે બાબુ!

રમણ: ખોટું! ખોટું!

નરે૦: ત્યારે નવીન નાટકિયો!

**રમણુ:** સાવ ખોટું! સાવ ખોટું!

**નરેં૦:** ત્યારે હવે તુંજ બોલ.

**રમણુ:** કહે, કે "હાર્યો."

**નરેં૦:** હાર્યો! હાર્યો! હાર્યો!

**રમણુ:** (હાથ છોડી દે છે.) જો!

**નરેં૦:** ઓત્તારી, તું? રમણુ! અલ્યા, એમ કેમ? તને તો મેં ઓળખ્યોજ નહિ! નવાઇની વાત છે!

**રમણુ:** તારૂં મગજ આજે ઠેકાણે હોય એમ જ મને નથી લાગતું. તું શા વિચારમાં હતો?

**નરેં૦:** અરે, આજે તો બહુ મોજમાં છું. કાલે મારી વરસગાંઠ છે. ને બાએ મને ખરચવા માટે બે રૂપિયા આપ્યા છે.

**રમણુ:** બેએ જ રૂપિયા?

**નરેં૦:** હા, આ વરસે હું ત્રીજે નંબરે પાસ થયો કેની, તેથી બા ખુશ થઇ ગઇ છે. એટલે બે રૂપિયા આપ્યા છે. કેમ દોસ, કેવી મજા! બસ, કાલે તો અમન-ચમન, ને સિનેમા!

**રમણુ:** બે રૂપિયા તો બહુ કહેવાય, હોં નરૂ! ઠીક, કાલે કોને કોને બોલાવવાનો?

**નરેં૦:** જો જાણે, તું તો ખરો જ.

રમણ: વગર કહ્યે.

નરે૦: પછી તો કેકી, હરિપ્રસાદ, બાબુ ને નવીન. ચાર વાગે બાગમાં આઈસક્રીમ ખાઈશું ને પાંચ વાગે સિનેમા જોવા જઈશું.

રમણ: ઠીક, ઠીક, થઈ જાય.

નરે૦: ત્યારે તું બધાને કહી દેશે ને?

રમણ: એ તો તું તારૂં આઈસક્રીમ અવળું કઢાવવાનો. શાહપોર જાઉં ને ત્યાંથી સલાબતપરે ને પછી નાનપરે. ના ભાઈ! આપણે તારૂં આઈસક્રીમ નથી ખાવું. (હસે છે.)

[ અંદરથી: પણ મારે ખાવું છે તો!

નરૂ, રમણ: એ કોણ?

[ હરિપ્રસાદ આવે છે.]

હરિપ્રસાદ: અલ્યા, આઈસક્રીમ ખાવાની કોણ ના પાડે છે?

રમણ: હું ના પાડું છું. આ નરૂની કાલે વરસગાંઠ છે, તે એ ઉજાણી આપવાનો છે. પણ મને કહે છે, કે તું આખા શહેરની પ્રદક્ષિણા કરી આવે, તો તને નોતરૂં. નહિ તો કંઈ નહિ. (ખડખડ હસે છે.)

હરિપ્રસાદ: અલ્યા નરૂ, એ વળી વાત શી છે?

નરે૦ : અરે, એ તો ગપ્પાં હાંકે છે. મેં તો ફક્ત તમને બધાને નોતરૂં દેવા જવાનું કહેલું. તેની ભાઈશ્રી ના કહે છે.

હરિપ્રસાદ: ના કહે તો ભલે. એટલું આઇસક્રીમ આપણે ભાગે વધારે આવશે. જા, હું નોતરાં દઈ આવીશ.

[ બધા હસી પડે છે. ]

નરે૦: ઠીક, ઠીક. તું નવીનને ને કેકીને કહેજે. એ સલાબતપરે જઇ આવશે.

હરિપ્રસાદ: ચાલ ત્યારે, હું તો જાઉં છું. રમણ, આવવું છે, સ્ટેશન પર ?

રમણ: હા, હા. ચાલ. મારે તાર મૂકાવવા જવાનું છે.

નરે૦: કાલે વખતસર આવી રહેજો, હોં ?

હરિપ્રસાદ: }
રમણ: } હા, હા. ચાલ, સાહેબજી.

[જાય છે.]

નરે૦: ચાલો ત્યારે. કામમાં કામ થઇ ગયું. મારો ફેરો ટળ્યો. ને કાલે મોજ આવશે.

[ ગાયન સાથે સારંગીનો અવાજ સંભળાય છે. ]

અરે, એ કોણ ગાય છે?

**ભીખુ:** (દાખલ થઇ) મંગળ મંદિર ખોલો.......

આ આ આ આ આ....

દયામય............મંગળ–

શેઠસાહેબ, ગરીબને એકાદ પૈસો આપશો?

**નરે૦:** અલ્યા, તું ભીખ માંગે છે, તે તારે માબાપ નથી?

**ભીખુ:** માબાપ? શેઠસાહેબ, માબાપની શી વાત કરૂં? બાપ ત્રીજે સાલ જ ગુજરી ગયા. ખઇનો રોગ થયો. ગરીબ માણુસ, પૈસા ક્યાંથી લાવીએ? ગુજરી ગયા.



**નરે૦:** અરે, પણ ભલા માણુસ, તારો બાપ તો ખઇના રોગથી ગુજરી ગયો, ને તું આટઆટલા રાગડા તાણે છે, તે તારાં યે ફેફસાં ખવાઇ જશે, સમજ્યો?

**ભીખુ:** શું કરૂં, ભાઇ? ગાયા વગર પૈસા નથી મળતા. પૈસા વગર આવાનું કે દવા નથી મળતાં. ઘેર મા ખાટલે પડી

છે. વાવથી ખસડે છે. ગીતો ગાઇને ચાર છ આના લઈ જાઉં, ત્યારે તેની દવા આવે.

નરે૦: મા પણ માંદી છે?

ભીખુ: હા, ભાઈ. દાકતર કહે છે, કે મહિનો બે મહિના દવા કરો તો સારૂં થશે. મારી મા! મારી મા! તારા વિના આ દુનિયામાં મારૂં કોઈ નથી. (બે ચાર ઉધરસ ખાય છે.)

નરે૦: અલ્યા, પણ તારી યે છાતી નબળી દેખાય છે. આવા રાગડા તાણુશે તો તું પણ પથારીવશ થઇ જશે. થોડા દહાડા ગાવાનું બંધ રાખ.

ભીખુ: શેઠજી, બંધ તે કયાંથી રાખું? મારી માને દવા કયાંથી આપું? તેને કાંજી કયાંથી પીવડાવું? ના, ના! સાહેબ. એ તો ન બને. હું ભલે માંદો પડું. મારી માનું દુઃખ મારાથી દેખ્યું નથી જતું. મારી મા! મારી મા! (બે હાથે મોઢું ઢાંકી દે છે.)

નરે૦: (બાજુ પર) કેવો દુઃખિયારો છે! ને છતાં કેટલો પ્રેમાળ, કેટલો પરગજુ! પણ આમ ને આમ રાગડા તાણુશે તો એય મરી જવાનો.

હું એને શી મદદ આપું? લાવ, એકાદ આનો આપું.

(ગજવામાંથી એક આનો કાઢે છે.)

નરેં૦: (વિચારમાં પડી જતાં) પણ એક આને એનું શું વળશે ? એના રાગડા બંધ થાય તોજ એ બચે. નહિ તો એ પણ મરશે ને એની મા પણ મરશે. (સહેજ વિચાર કરે છે.) કેટલો દુઃખી છે ? ને કાલે અમે ઉજાણી ઉડાવવાના ! નહિ, નહિ ! એ નહિ બને. મારે આને મદદ કરવી જ જોઇએ. નહિ તો માણસની માણસાઇ શેમાં ?

અલ્યા, તારૂં નામ શું ?

ભીખુ: (જરા સ્વસ્થ થઇને) મારૂં નામ ?–ભીખુ.

નરેં૦: ભીખુ, તું એક કામ કર.

ભીખુ: ફરમાવો.

નરેં૦: (બાજુએ જઇ) મન અકળવિકળ થાય છે. આપું ન આપું ? જીવ તો એવો કૂદી રહ્યો છે, કે બંને રૂપિયા એને આપી દઉં. પણ કાલે ?........કાલે ફુજેતી ...........આઇસક્રીમ નહિ, સિનેમા નહિ....દોસ્તારોની મશ્કરી....ને નોતરાનું શું ?....શું કરૂં ?....કંઇ સમજાતું નથી....આપી દઉં કે નહિ આપું ?....એક બાજુ આબરૂ છે, બીજી બાજુ એક દુઃખી આત્માની આશિષ છે....આ ખેંચાખેંચ જબરી છે....આઇસક્રીમ ને સિનેમા.... જવા દે, જવા દે. પૈસા નથી આપવા.

(મોટેથી, જાહેર ) અલ્યા ભીખુ, તું ગીત ગાવાનું

છોડી દે.

**ભીખુ:** ગીત ગાવાનું છોડી દઉં, અને—અને પછી શું ? માને વગર મોતે મરવા દઉં ? શેઠસાહેબ, તમારે પૈસો ન આપવો હોય તો ભલે. તમે સુખી થાઓ. પણ મારે તમારી આવી સલાહ નથી જોઇતી. રામ....રામ. (ગાવા માંડે છે.)

મંગલ મંદિર ખોલો.......

(જવા માંડે છે.)

**નરેં૦:** અરે, આ તો ચાલ્યો ! ઓહો, એને એની મા પ્રત્યે કેટલું વહાલ છે, કેટલો પ્રેમ છે ! માને ખાતર એ પોતાની તબિયતને પણ ખુવાર કરે છે....

ને હું ?

હું આઇસ્ક્રીમનો સ્વાદ નથી છોડી શકતો, જીભડીનો લોભ નથી જતો કરતો. શરમ છે મને ! બસ, બસ, નહિ. એ નહિ બને, આખરૂ ચૂલામાં જાય, સિનેમા ચૂલામાં જાય, એ રૂપિયા તો એના જ, એના જ. મારે આપીજ દેવાના. (મોટેથી બૂમ પાડે છે.) અલ્યા, ક્યાં જાય છે, ઊભો રહે. આમ જો.

(ભીખુ પાછો ફરવા માંડે છે.)

**ભીખુ:** શેઠસાહેબ !

નરેં૦: હું તને બે રૂપિયા આપું.

ભીખુ: (નવાઇ પામીને) બે રૂપિયા....કે બે પૈસા?

નરેં૦: રૂપિયા, રૂપિયા! કલદાર, રોકડા. રૂપાના બે રૂપિયા. બત્રીશ આના, એકસો અઠ્ઠાવીસ પૈસા.

ભીખુ: ઓ શેઠજી, એ ઉપકારનો ભાર મારાથી કેમ ખમાશે?

નરેં૦: પણ એક શરત છે.

ભીખુ: શરત? શી શરત?

નરેં૦: તું રોજ ચાર આના કમાય છે. હું તને આઠ દહાડાની રોજી આપું છું. પણ તારે આઠ દહાડા



બિલ્કુલ ગાવું નહિ. હોય તો લે, આ બે રૂપિયા.

ભીખુ: ઓ ભાઈ, તમારો કેટલો પાડ!....ભલે, ભલે. હું આઠ દહાડા ન ગાઉં....પણ પછી....?

નરે૦: પછી? પછી ગાજે. પણ ધીમે ધીમે. નહિ તો એકલી સારંગી વગાડજે. નહિ તો....મને મળજે, લે.

(રૂપિયા આપે છે.)

ભીખુ: ઓ ભાઈ, ઓ ભાઇ!

(પગે લાગે છે.)

તમારો કેટલો પાડ માનું? દુનિયામાં તમારા જેવા ભલા ભાગ્યે જ કોઇ હશે પ્રભુ તમારૂં ભલું કરો!

મંગળ મંદિર ખોલો................

નરે૦: અરે, તું તો એટલામાં ગાવા લાગ્યો? ચૂપ થઇ જા.

ભીખુ: માફ કરો. માફ કરો. હું ભૂલ્યો........લ્યો ત્યારે, રજા?

[ જવા માંડે છે. ]

નરે૦: અલ્યા, તું જાય તો છે, પણ મને મળવું હોય તો કયાં આવશે?

ભીખુ: કયાં આવું, બાપુ?

નરેં૦: જો, હું સોનીની વાડી પાસે રહું છું. મારૂં નામ નરેન્દ્ર. આઠ દહાડા રહીને તારી માની તબિયતના સમાચાર મને કહી જજે. જા.

ભીખુ: ભલે ભાઇ.

[ જાય છે ]

નરેં૦: હાહાઆઆશ ! એક દુઃખી જીવનો ટળવળાટ આજે કેટલો ઠંડો પડશે ! આઇસક્રીમની ઠંડક તો બે મિનિટમાં ભૂલાઇ જાત, ભુંસાઇ જાત. પણ આજના આ કૃત્યનું મીઠું સંભારણું મને જીંદગીભર સાંભરશે.

[ જાય છે ]



# ઈન્સાફ

**જોઇતાં સાધનો:** (૧) મુગલાઈ દીવાનખાનાને શોભે તેવો સાજ. મોટી ગાદી, એકાદું મેજ, થોડી ફારસી ચોપડીઓ, એકાદ જૂની પદ્ધતિની દીવી, વગેરે. કિત્તો, દુવાત (ખડીઓ) વગેરે કાગળ લખવાનાં સાધનો. એક આરામખુરશી (૨) થોડાં સૂકાં ફળ. બે તાસકો (૩) એક ભરેલી થેલી. (૪) ભવાનીરામના દિવાનખાના માટે થોડી સંસ્કૃત ચોપડીઓ. (૫) ધોળી દાઢી. ઉત્તરહિંદુસ્તાનના પોશાકો, લાંબા કેંસવાળા ડગલા, પાયજામા, પહેરણ, વિ.

**વિશેષ સૂચના:** (૧) પડદાની રચના આ નાટિકા ભજવવા માટે જરૂરી છે. (૨) જેમનું તેમ બાળાઓ પુરૂષ વેશે ભજવી શકશે. (૩) ટૂંકાવવું હોય, તો નોકરની આવજાના કેટલાક પ્રસંગ ઉડાવી દઇ શકાશે અને તેને લીધે ઓછાં પાત્રોથી પણ ચાલી શકાશે. પહેલા અને બીજા પ્રવેશની વચ્ચે ગાળો બતાવવા બીજો કંઇક પાઠ ગોઠવવો જોઈએ.

## પ્રવેશ ૧લો

**સમય:** સાંજનો.

**સ્થળ:** દિલ્હીના વડા કાજીનું દીવાનખાનું.

**પાત્રો:** કાજી, બે નોકર, માણેકચંદ.

[કાજી હુમદુદ્દીન બેઠા છે. એક નોકર બેઠો બેઠો પગ દાબે છે. પોતે એક ઉર્દૂ પુસ્તક વાંચતા પડયા છે. લાંબી ધોળી દાઢી, અસલી ઝભ્ભો ને ભવ્ય ચહેરા વડે કાજીજી ખૂબ દીપે છે.]

**કાજીજી:** અલ્યા, બરાબર દાબ. હં. એ ઘુંટી પર જરા ભાર મૂક. કાલે કોણ જાણે કેવી રીતે દબાઇ ગઈ, તે દુખ્યા જ કરે છે. હં. કાઢ જોર.

(નોકર જોરથી દાબે છે.)

( પુસ્તકમાં ધ્યાન આપતાં ) કિતાબ પણ શું અચ્છી લખી છે! શું મજા આવે છે! મારૂં ચાલે તો નવીસનને એક ગામ નજર કરૂં.... (એક નોકર અંદરથી આવે છે.) અલ્યા, શું છે?

નોકરઃ જનાબ, કોઈ મળવા આવેલું છે.

કાજીઃ કહે, કે કાજીસાહેબ અત્યારે નહિ મળે. કામમાં છે.

નોકરઃ હજુર, બહુ કહ્યું, પણ માનતો નથી.

કાજીઃ કહી દે, કે કચેરીમાં આવો. અહીં કંઈ જરૂર નથી.

નોકરઃ તે પણ કહ્યું, જનાબ; પણ એ તો સાંભળતો જ નથી. રડી પડે છે, ને પોસ પોસ આંસુ પાડે છે.

કાજીઃ કોણ છે? કયાંનો રહીશ છે?

નોકરઃ ખુદાવિંદ, રહીશ તો દિલ્હીનો જ છે. કોઈ વેપારી લાગે છે. માણેકચંદ નામ બતાવે છે.

કાજીઃ જુવાન છે?

નોકરઃ ના જી, ઘરડો લાગે છે. પચાસેક વરસનો હશે.

કાજીઃ સાથે બીજું કોઈ છે કે?

નોકરઃ ના જી. એકલો જ છે, ને વળી કહે છે કે મારે છાની વાત કરવાની છે.

કાજીઃ છાની વાત? (જરા હસીને) બધા એજ સિફત લડાવે છે. (વધુ હસીને) અચ્છા, અચ્છા, જા, એને અહીં મોકલ. [નોકર જાય છે.] ગુલામનબી, તું પણ હમણાં જા. બૂમ પડે ત્યારે આવજે.

[ પગ દાબનારો નોકર પણ જાય છે. તે પછી માણેકચંદ ડોસો દાખલ થાય છે. શરીરે જરા દુબળો છે, થાકેલો ને મેલોઘેલો છે ને મોઢા પર દુઃખ અને ત્રાસની નિશાનીઓ છે. આવીને તરત લાંબો થઇને પગે લાગે છે. ]

માણેકચંદઃ બચાવો, બચાવો જનાબ! ગુલામ પર બહુ જુલ્મ થયો છે.

કાજીઃ (તેને ઉઠાડતાં) અરે, પણ છે શું? ઊભો થા, ઊભો થા ને સરખી વાત કર.

માણેકચંદઃ (ઊઠીને ઊભો થાય છે ને હાથ જોડીને) જનાબ, ભારે જુલ્મ થયો.

કાજીઃ તું તો ઊભો રહ્યો! બેસી જા, બેસી જા. ને પછી વાત કર.

માણેકચંદઃ [ બેસી જાય છે ] ખુદાવિંદ, આપની

દયા પર બધો આધાર છે. આપના ઇન્સાફ પર મારો બધો મદાર છે. મારૂં તો નખોદ જ વળી ગયું છે, મારા બાપલિયા. [ રડી પડે છે. ]

કાજીઃ અલ્યા, એવી ધાંધલ અહીં ન જોઈએ. સીધો સીધો તારી હકીકત કહે.

માણેકચંદઃ કહું માબાપ ! (આંસુ લૂછી નાખે છે, કપડાં સરખાં કરે છે અને પછી બોલવા માંડે છે.) જનાબે અલિ ! આપનો આ બંદો આ દિલ્હી શહેરમાં શકરચોકમાં રહે છે. અમારો પણ ખાંડનો જ વેપાર. બાપદાદેથી ચાલે. હું પણ તે જ કરતો હતો.

કાજીઃ હવે નથી કરતો ?

માણેકચંદઃ ના, જનાબ, કુદરતે જ મને ના કહી.

કાજીઃ કુદરતે ના કહી ? કેવી રીતે ?

માણેકચંદઃ મૂળથી જ મારૂં ધ્યાન ધરમ તરફ બહુ. સેવા, પૂજા, દાન, વગેરે કર્યા કરૂં. ધંધો ગુમાસ્તા ચલાવે. અંદરથી ખાઇ પણ જાય. પણ મારા મનને કે હશે. આપણને આપણો નફો મળે છે, પછી છો બિચારા ખાતા. એમ ને એમ ચાલ્યા કરે. એવામાં ત્રીજી સાલ મરકી ફાટી નીકળી. આપને પણ યાદ હશે. તે વખતે કુદરતે ફટકો માર્યો. બાઇ ગુજરી ગઇ, દીકરો ગુજરી

ગયો. દીકરી પણ ગઈ. બધાં ગયાં. રહ્યો એકલો હું !

કાજી: (અચંબો પામીને) શું વાત કરે છે ?

માણેકચંદ: સાચું કહું છું, જનાબ !

કાજી: પણ તારે ભાઇ, બહેન, ભાભી, બનેવી, મામા, મામી, કાકા, કાકી કોઇ હશે ને ?

માણેકચંદ: કોઈ ન મળે ખુદાવિંદ ! ત્યારેસ્તો એકલોઅટુલો પડી ગયો.

કાજી: (હસીને) વારૂ, વારૂ. તે શું હવે તને હું પરણાવી આપું એવી તારી મરજી છે ?

માણેકચંદ: ના રે જનાબ ! પરણવું હોય તો તો બહુ તક મળે છે. પણ મારે તે તો તમાજ નથી. કુદરતની મનાઈ જોઇને મેં તો ધંધોધાપો બંધ કર્યો; માલમિલ્કત વેચી નાખ્યાં; ને તીરથજાત્રા કરવા નીકળી પડયો.

કાજી: અચ્છા !

[ગુલામનબી આવે છે.]

નોકર: ખુદાવિંદ ! નાસ્તો તૈયાર છે. ફરમાવો તો લાવું.

કાજી: તું કેમ અંદર આવ્યો ? ચાલ્યો જા. નાસ્તોબાસ્તો મારે જોઇતો નથી. જોઈશે ત્યારે તને બૂમ પાડીશ. ભાગી જા.

[ગુલાબનબી જવા માંડે છે.]

કાજીઃ ગુલામનબી—

[તે પાછો આવે છે.]

થોડાં સૂકાં ફળ લઈ આવ. આલુ, કાજુ, અંજીર. તાસકમાં. ચાલ, ઝટ આપીને ચાલ્યો જા.

[નોકર જાય છે. બે તાસકો લઇને આવે છે. મૂકીને સલામ કરીને ચાલ્યો જાય છે.]

કાજીઃ અચ્છા! માણેકચંદ, ચાલ ખાવા માંડ, ને તારી વાત પણ ચલાવ.

માણેકચંદઃ અરે, સાહેબ! આટલી બધી મહેરબાની!

કાજીઃ તું હવે તારી વાત ઝટ પૂરી કર.

માણેકચંદઃ હવે થોડુંજ છે. મેં તો ધંધોધાપો બંધ કર્યો, તે એવા ઈરાદાથી, કે હવે આખી જિંદગી ઇશ્વરના ભજનમાં ગાળવી. માલમિલ્કત વેચી, તેના રૂપિયા પોણો લાખ આવ્યા. તેમાંથી એક મંદિર બાંધવું ને સેવાપૂજા કરવી એવો મનસૂબો. પણ તેથી મનની શાંતિ નહોતી. એટલે રૂપિયા મારા એક દોસ્તદારને સોંપી હું જાત્રા કરવા નીકળી પડયો, કે પછી આવીને મંદિર બાંધીશું.

કાજીઃ હં, ને તે દોસ્ત હવે વંઠયો લાગે છે, કેમ?

માણેકચંદઃ આબાદ કહ્યું જનાબ! પણ તે કેવો માણસ! આબરૂદાર, ભણેલો, પૈસાવાળો! ચાંદનીચોકવાળો ભવાનીરામ.

કાજીઃ (અચંબો પામીને) ભવાનીરામ?

માણેકચંદઃ હા, તેજ. તેજ હવે કહે છે, કે તેં વળી પૈસા ક્યારે અપેલા? તારૂં તો ભેજુંજ ખસી ગયું છે!

કાજીઃ પણ તેં રસીદ લીધી હશે ને?

માણેકચંદઃ નથી લીધી તે જ આફત છે ને? આવો સારો માણસ, તેની પાસે રસીદ શું લેવી? તેમાં પણ એણે તો કહ્યું, કે રસીદ જોઇએ છે? ત્યારે મેંજ શરમમાં ને શરમમાં ના કહી!

કાજીઃ ખરો અક્કલનો ઇજારદાર!

માણેકચંદઃ અરે, પણ અમે જૂના મિત્રો, સાથે રમેલા, સાથે ભણેલા. ઘરવટનો સંબંધ! એણે કહ્યું, કે ખાતે જમે કરી દીધા. રસીદ લખી આપું? ત્યારે પછી મારાથી જ ના કહેવાઇ ગઇ.

કાજીઃ પણ કંઈ બીજો સાક્ષીપુરાવો હશે ને?

માણેકચંદઃ ના જનાબ, કોઇજ હાજર નહોતું. અમે બે એકલા જ.

કાજીઃ ત્યારે હવે રડી ઊઠો.

**માણેકચંદ:** પણ ખુદાવિંદ, આપના ઇન્સાફી અમલમાં એટલી દાદ ન મળે?

**કાજી:** પણ ભલા માણસ, નથી તારી પાસે રસીદ, નથી સાક્ષી, નથી પુરાવો. પછી કાજીજી કયા કરે?

**માણેકચંદ:** બસ જનાબ! થઇ રહ્યું! ખુદાને ખાતર જુદા કાઢેલા રૂપિયા પણ મને આપ નહિ અપાવી શકો? આપ કેવી કેવી જુકિતઓ ઇન્સાફી કામોમાં લડાવો છો, તે સારૂં દિલ્હી શહેર જાણે છે. પેલા શેર અફ્ઝલની બાબતમાં આપે કેવો સરસ ફેંસલો આપ્યો! આલમ ફિદા ફિદા થઇ ગઇ. તેથી જ, જનાબ, આપ પાસે આવ્યો છુ. તારો કે મારો.

[ પગે લાગે છે. ]

**કાજી:** પણ અલ્યા, કંઈ પાયો તો જોઈએ ને? ઊભો રહે. વિચાર કરવા દે. (આંખ મીંચી દઇ થોડી વાર વિચાર કરે છે.) ઠીક. હં. ભલે........એ ઠીક છે. ચાલશે. ........બરાબર. સાચું ખોટું તરી આવશે........વાહ વાહ! ........[ આંખ ઉઘાડે છે. ] જો અલ્યા, આમ આવ, પાસે આવ. (હળવે સાદે) જો સાંભળ. તું અહીં આવ્યો છે એ વાત કોઇ જાણે છે?

**માણેકચંદ:** ના, હજૂર.

કાજી, બહુ મજાનું. કોઇને કહેતો નહિ, કે ખબર પડવા દેતો નહિ. બે દહાડા બીજા કાઢી નાખ. ને—ને આજે કયો વાર ?

માણેકચંદ: આજે મંગળવાર, જનાબ.

કાજી: ઠીક. ગુરૂવારે સાંજે તું ભવાનીરામ પાસે જજે ને ફરી તારા રૂપિયા માગજે. ના કહે તો કહેજે, કે કાજીસાહેબની કચેરીમાં ફરિયાદ દાખલ કરૂં છું. શુક્રવારે તો કચેરી બંધ રહે છે. તે કહીને જણાવજે, કે શનિવારે ઊઘડતી અદાલતે અરજી આપીશ, બસ. એટલું કહીને તું ચાલ્યો જજે. જા, સાચવીને જા, ને બધી વાત તું બહુ છાની રાખજે. જા, તું અહીંથી ચાલ્યો જ જા. મહેનત કરૂં છું. ખુદા કરશે ને તારી નેકદિલી હશે તો રૂપિયા તને મળી જશે.

માણેકચંદ: ભારે અહેસાન ખુદાવિંદ ! રજા.

[નમસ્કાર કરી જાય છે.]

કાજી: (બૂમ મારે છે.) ગુલામનબી—

ગુલામનબી: જી— [ આવે છે. ]

કાજી: દુવાત કલમ લાવ. ને હું કહું તે લખ.

[ ગુલામનબી જાય છે, ને લખવાનાં સાધનો લઇ આવે છે. ને લખવા બેસે છે. ]

ગુલામનબી: ફરમાઇએ, જનાબ !

કાજી: (જરા વિચાર કરી) હું—લખ:

[ગુલામનબી લખે છે.]

**જનાબ પંડિત ભવાનીરામજી**

**ચાંદનીચોક, દિલ્હી**

ઘણા દિવસથી આપનો મેળાપ થયો નથી. દિલ મળવા ચાહે છે. થોડુંક ખાસ અગત્યનું કામ છે. કાલે બપોરે ત્રણ વાગે તશરીફ ફરમાવશો તો અહેસાન થશે. એજ.

લિ૦ **બંદેઆલી કાઝી હમીદુદ્દીન**
ના સલામ

ગુલામનબી: ખતમ? સહી કરો છો?

કાજી: હા, ખતમ. લાવ, (સહી કરી પાછું આપે છે.) અને એ ચિઠ્ઠી કાલે સવારે ભવાનીરામને પહોંચાડી દેજે. સમજ્યો? ને ચાલ, જરા પગ દાબ.

[ગુલામનબી પગ દાબવા માંડે છે. કાજીજી ચોપડી વાંચવા માટે હાથમાં લે છે. પડદો પડેછે.]

---

## પ્રવેશ બીજો

**સ્થળ:** કાજીસાહેબનું દીવાનખાનું

**સમય:** બપોરનો

**પાત્રો:** નોકર, ભવાનીરામ, કાજીસાહેબ

[નોકર સાફસુફી કરી રહ્યો છે]

**નોકર:** (વાળતાં વાળતાં) કાજીજી દુબલે કયું તો કે સારા ગામની ફિકર. કામ, કામ ને કામ નીકળ્યા જ કરે, પછી કયાંથી નીંઠે ? આપણાથી કંઇ આ ઠેકાણે ઝાઝું ટકાય એમ લાગતું નથી.

[ ભવાનીરામ આવે છે. એ જાડો છે. મોટું તિલક કરેલું છે]

**ભવાનીરામ:** અલ્યા, ભાઇ ! મહેરબાન હમીદુદ્દીન કાઝીસાહેબ છે કે ?

નોકરઃ જી, છે. પણ ગુસ્લ કરે છે. આપને શું કામ છે?

ભવાનીરામઃ એમણે મને મળવા બોલાવ્યો છે, તેથી આવ્યો છું. ખબર આપ, કે પંડિત ભવાનીરામ આવ્યા છે.

નોકરઃ પણ ગુસ્લમાં છે, તે ખબર ક્યાંથી આપું? આપ અહીં બેસો. તેઓ નાહીને બહાર આવશે એટલે હું ખબર આપીશ.

ભવાનીરામઃ ભલે. [ નોકર જાય છે. ]

કાજીજીને તે વળી મારૂં શું કામ પડયું હશે, તે કંઇ સમજાતું નથી. પેલા માણુકયાએ કંઇ તોફાન તો નહિ જગાડયું હોય? કોણ જાણે. પણ એની પાસે પુરાવો જ શું છે, કે કોઇ એનું સાંભળે–માને? ફાંફાં છે, ફાંફા. બાકી કાજીસાહેબ આજે શું કહે છે તે જાણવા તો જીવ બહુ જ તલપાપડ થઇ રહ્યો છે. શું થાય છે તે જોઇએ છીએ.

[ થોડી વાર રહીને નોકર આવે છે. ]

નોકરઃ જનાબ પંડિતજી, કાજીસાહેબ ગુસ્લ કરી રહ્યા છે, ને હવે આવે છે.

[ નોકર પાછો જાય છે. ]

ભવાનીરામઃ ચાલો, હવે જે હશે તે હમણાં જ સમજાશે.

[ કાજીસાહેબ આવે છે. ]

પધારો, પધારો જનાબ. (નમન કરતાં) બંદાને શું ફરમાન છે ?

કાજીઃ ( ખુરશી પર બેસી ) જનાબ પંડિતજી ! આપને મળવા બહુ દિવસથી દિલ ચાહતું હતું. તેમાં ખાસ કામ પડયું તેથી વળી તેડું મોકલવું પડયું. કહો, તબીયતે શરીફ તો મઝામાં છે ના ?

ભવાનીરામઃ જનાબની દુઆથી બધી વાતે આનંદ છે.

કાજીઃ અરે, પણ પેલી સુખડની પેટીઓની દુકાન રહીમભાઈ કરીમબક્ષ ચલાવે છે, જેને ત્યાં હમણાં મોટી ચોરી થઇ, એ તમારો દોસ્ત ખરૂં કેની ?

ભવાનીરામઃ હા જનાબ ! એની દુકાન પહેલાં અમારી પડોશમાં જ હતી, ત્યારથી દોસ્તી ખરી. બિચારાને બહુ નુકસાન થયું. કેમ, એ બાબતમાં આપને કંઇ પત્તો લાગ્યો છે, જનાબ ?

કાજીઃ કાલે બીજી એવી જ ચોરી દાણાપીઠમાં થઇ. લોકો હમણાં હમણાં છેક જ બદદાનતવાળા થતા જાય છે. ને કચેરીમાં કામના ઢગલા વળતા જાય છે.

ભવાનીરામઃ જી હજૂર, એવું લાગે છે ખરૂં.

કાજીઃ હમણાં હમણાં તો વળી માંહોમાંહેના કુટુંબી ઝગડા પણ બહુ જ વધી પડયા છે ને મારાથી કામને બિલકુલ પહોંચાતું નથી.

ભવાનીરામઃ જી, ન જ પહોંચી શકાય એ દેખીતું છે.

કાજીઃ ને તેમાં જ તમારી મદદની જરૂર પડી છે.

ભવાનીરામઃ ફરમાવો. બંદો દરેક રીતે સેવા બજાવવા તૈયાર છે.

કાજીઃ જુઓ ત્યારે, વાત ખાનગી છે. જરા પાસે આવો. (ભ૦ ખસે છે.) હજુ પાસે (ભ૦ વધુ પાસે આવે છે) હજુ પાસે, હજુ પાસે. હં, સાંભળો. (હળવે સાદે) ગયે સોમવારે મારે બાદશાહ સલામતની મુલાકાત થઇ હતી. તે વેળા મેં આ વાત કહી ને જણાવ્યું. કે કચેરીનું કામ વધતું જાય છે. મારી ઉમ્મર જેફ થઈ છે. કામકાજે પહોંચાતું નથી, ખટલાઓ લટકયા કરે છે. માટે કંઈ ઉપાય થવો જોઇએ. નહિ તો લોકોમાં બેદિલી ફેલાશે.

ભવાનીરામઃ (લટકાભેર) ખરૂં કહ્યું, ખુદાવિંદ! વાહ! લોકો તરફ આપની લાગણી કેટલી બધી માયાળુ છે!

કાજીઃ પણ બાદશાહ સલામતની લાગણી તો

જુઓ. તે કેવી અચ્છી છે. તેમણે તો તરત કહ્યું, કે એમાં શું મોટી વાત છે? લોકોની બેદિલી દૂર કરવાની આપણી ફરજ છે. માટે બે નાયબ કાજી નીમી દો, તે નાના નાના ખટલાઓનો નિકાલ કર્યા કરે.

ભવાનીરામઃ વાહ, વાહ! ઘણો જ ઉમદા ખ્યાલ છે.

કાજીઃ અને પછી તો ગરીબપરવરે ફરમાવ્યું, કે હિંદુ ને મુસલમાન બંને રૈયતને પૂરેપૂરો ઇન્સાફ મળે ને સંતોષ થાય તે માટે એક નાયબ કાજી કોઇ જાણકાર ને આબરૂદાર પ્રમાણિક હિંદુમાંથી નીમવો; જેને માટે કોઇનેજ કંઇ હરકત કે વાંધોસાંધો કે તકરાર ન હોય, એવો જોઇએ. ને બીજો મુસલમાનમાંથી પણ તેવોજ નીમવો. આ રસ્તો બાદશાહ સલામતે કાઢયો છે.

ભવાનીરામઃ વાહ! વાહ! કેવો ગરીબપરવરનો પ્રજાપ્રેમ!

કાજીઃ હવે કામની વાત પર આવીએ. હિંદુઓ-માંથી નાયબ કાજી માટે વિચાર કરતાં, પંડિતજી, પહેલી યાદ તો મને આપની જ આવી; કે આપના જેવો પ્રમાણિક, આબરૂદાર ને જેના સામે કોઇને જ ફરિયાદ ન હોય તેવો બીજો હિંદુ મળવો મુશ્કેલ છે. તેમાં

પણ પંડિત ને કાયદાકાનૂનથી વાકેફગાર તો ક્યાંથી જ હોય? તેથી આપને મળવા બોલાવ્યા છે.

ભવાનીરામ: હજૂરની મારા પર ભારે રહમનજર છે.

કાજી: ત્યારે બોલો, તમે એ ઓદ્ધો સ્વીકારવા ખુશી છો? હો તો મને જણાવો, જેથી બાદશાહ સલામતે મને રવિવારે પાછો બોલાવ્યો છે તે વખતે હું તમારૂં નામ દઉં, ને સનદ કઢાવું.

ભવાનીરામ: ખુશીથી, ખુશીથી જનાબ! આપ સાહેબની ઇચ્છાને હું પૂરેપૂરો તાબે છું.

કાજી: ત્યારે બાદશાહ સલામત આગળ હિંદુ નાયબ કાજી તરીકે તમારૂં નામ પેશ કરૂં ને?

ભવાનીરામ: (હરખાતાં) જરૂર, જરૂર. બેલાશક.

કાજી: ચાલો ત્યારે, કામ થઈ ગયું. મુસ્લિમ તો મારી પાસે તૈયાર જ છે. મુન્શી બદરૂદ્દીન સાહેબનો વિચાર રાખ્યો છે.

ભવાનીરામ: સરસ! સરસ! એમનો તો દિલ્હી શહેરમાં જોટો જ નથી.

કાજી: ત્યારે તમને પણ એ પસંદ છે? વાહ, શી ખુદાની મહેર છે! અચ્છા પંડિતજી! આજ કામ,

હતું. આપ હવે રજા આપો, તો હું નમાઝ પઢવા જાઉં. સોમવારે મળજો.

ભવાનીરામ: અરે, રજા કેવી? આપ સાહેબ........

[ કાજી જાય છે. ]

ઓત્તારી! આ તો ધારેલું બિલાડું, ને નીકળ્યો હાથી! હું અમથો અમથો જ ગભરાતો હતો. આ તો ઊલટી કિસ્મતની સવળી બાજી છે! તારો સિતારો ચડતો છે, બચ્ચા ભવાનીરામ! યાહોમ ઝોકાવ!

[ ખુશ થતો થતો જાય છે. ]



## પ્રવેશ ત્રીજો

**સ્થળ:** ભવાનીરામનું ઘર

**સમય:** ગુરૂવારની સાંજ

**પાત્રો:** ભવાનીરામ, માણેકચંદ

[ પંડિત ભવાનીરામ મેજ પાસે બેઠા બેઠા લખે છે. ]

ભવાનીરામ: (સ્વગત) ચાલો, કાગળ લખાયો એટલે એક કામ પૂરું થયું. જો આ વાત પાર પડી

જાય તો પછી બુઢિયાનું ઘર આપણું જ છે. (વળી થોડું લખે છે.) પણ અલ્યા! હવે તો સારૂં દિલ્હી તારૂં છે! એક ઘર આવે કે જાય તો પણ શું? દિલ્હી શહેરનો નાયબ કાજી થયો એટલે પછી બીજું બાકી શું? બધા જ દાઢીમાં હાથ ઘાલશે ને વગર માંગ્યે ખીસાં તર કરશે. હવે તારે બીજી પરવા શી છે? (લખે છે. થોડી વાર સુધી લખ્યા જ કરે છે.)

દત્તુ! [ દત્તુ આવે છે. ]

ભવાનીરામ: લે, આ કાગળ આપી આવ. જો, હાથોહાથ આપજે. સરનામું ઉપર લખેલું છે.

[જાય છે ને તરત જ પાછો આવે છે.]

દત્ત: આપને કોઇ મળવા આવ્યું છે.

ભવાનીરામ: કોણ છે? (જરા હસીને) દિલ્હીના નાયબ કાજીને તો હવે સૌ કોઇ મળવા આવશે....ઠીક, ઠીક. જે હોય તેને મોકલ ને તું તારે કામે જા.

[દત્તુ જાય છે. મેલોઘેલો માણેકચંદ આવે છે.]

કેમ અલ્યા, તું આવ્યો છે વળી?

માણેકચંદ: મારા પૈસા આપી દો, પંડિતજી!

ભવાનીરામ: શાના પૈસા? કેવા પૈસા! ગામેગામ

ભમીભમીને તારૂં મગજ જ ભમી ગયું લાગે છે. ને તેથી જ આવો બુટ્ટો તેમાં ઊઠયો છે. જા, બાપુ જા ! નહિ તો તને પાગલખાનામાં મોકલવા માટે અરજી કરવી પડશે.

માણેકચંદઃ પંડિતજી ! આ ખોટું થાય છે. પરમેશ્વરના પૈસા છે, મારે મંદિર બંધાવવું છે. તમને સોંપીને જાત્રા ગયો એટલે તમારા થઈ ગયા ?

ભવાનીરામઃ અરે, પણ તેં મને વળી પૈસા ક્યારે સોંપ્યા ? શી વાત લાવ્યો છે ? તારૂં તો ભેજું જ ચસક્યું છે, ભેજું. મહેરબાની કરીને જા, નહિ તો ભૈયાને બોલાવવો પડશે.

માણેકચંદઃ પંડિતજી ! આમાં સાર નહિ કાઢો. મને તમે ગાંડો કહો છો, પણ હું જરાયે ગાંડો નથી. આજે ગુરૂવાર છે. કાલે શુક્રવારે અદાલત બંધ છે. પરમ દિવસે શનિવારે નામવર કાજીસાહેબની કચેરીમાં દાવો દાખલ ન કરૂં તો મારૂં નામ માણેકચંદ નહિ. હું હાથ જોડીને બેસી રહીશ એમ તમે માનતા હો તો ખાંડ ખાજો ખાંડ !

ભવાનીરામઃ હવે જા, જા ! તારાથી થાય તે કરી લેજે. તારા જેવા તો બહુ જોઈ નાંખ્યા.

{ સહેજ હડસેલે છે. }

માણેકચંદ: એમ ને? ઠીક ભલે!

[જોશલેર જાય છે.]

ભવાનીરામ: (આંટા મારે છે) ૭૦૦૦૦ રૂપિયા! હા! હા! હાથમાં આવેલો દલ્લો કેમ જતો કરાય? નથી કાગળ, કે નથી પત્તર. નથી રસીદ, કે નથી ખાતું! એ તે શું કરી શકવાનો છે? (બેચાર આંટા મારે છે.) પઅઅઅણ........(વિચારમાં પડી જાય છે.) માળો ધાંધલ કરશે ખરો, એમ એના આજના બોલવા પરથી લાગે છે. પરમ દહાડે દાવો કરે...તો...તો........અરે! દિલ્હી શહેરમાં હોહા તો ઘણી થઈ જાય! ને પછી........ ને પછી........(વિચારમાં પડી જાય છે.) અરેરે, આ તો મારી ભયંકર ભૂલ જણાય છે! આ તો નાયબ કાજીગીરી ગુમાવી બેસવાનો સોદો થઈ પડશે! ખરી ઠરે કે ખોટી, પણ ફરિયાદ થાય એટલે પંચાત થઈ જવાની! બડા કાજીજીને વહેમ જવાનો! ને પછી....ને પછી તું નાયબ કાજી થઈ જ ચૂક્યો! અલ્યા, ભવાનીરામ, આ તો છક્કડ જ ખાઈ ગયો! એક વખતના લાભ ખાતર તું કાયમની સોનેરી મરઘી ગુમાવી બેસવાનો! અરેરે! આ મેં શું કર્યું? (લમણે હાથ દઈને બેસી પડે છે. ને સોંથ તરફ જોયા કરે છે. થોડી વારે એકદમ હસી પડે

છે) હા, હા ! બરાબર ! એ ઠીક છે. વાહ ! એ જુક્તિ અચ્છી છે. હજુ તો એ બહુ દૂર પણ નહિ ગયો હોય.

[ ઊભો થઇને એકદમ અંદર જઈ બૂમ પાડે છે: " માણેકચંદ, ઓ માણેકચંદ ? " બે ચાર બૂમ પાડયા પછી પોતે પાછો આવે છે. ]

ચાલો, બહુ આઘે પણ નહોતો ગયો, એટલે ઠીક થઇ ગયું.

[ જરાક વારે માણેકચંદ આવે છે. ]

આવ, આવ, મારા પ્યારા પણ અધીરા દોસ્ત ! (તેના હાથ લઇને ચૂમે છે.) દિલગીરી એટલી જ કે, તું મશ્કરી સમજી નથી શકતો ! પં૰ ભવાનીરામ તે વળી તારા રૂપિયા ખોટા કરે ? હું તો તારૂં પારખું જોતો હતો, કે તારી દોસ્તી કેવી છે, તારો પ્રેમ કેવો છે, તારો વિશ્વાસ કેવો છે. તારા રૂપિયા કરોડ હોય તો યે મારે તો માટી બરાબર છે.

માણેકચંદ: (હસીને) ઓહોહો ! એમ છે કે પંડિતજી ? વાહ ! વાહ ! આ તો મને અત્યારે જ સમજાયું ! ત્યારે મારી બધી અધીરાઇ ખોટી જ, કેમ ?

ભવાનીરામ: (હસીને) તદ્દન ખોટી રે તદ્દન ખોટી.

સાવ પાયા વિનાની ! ને તેનું પારખું જ આ ચોકખું આપી દઉં. તારા રૂપિયા જ આપી દઉં, પછી શું ?

[ અંદર જાય છે ને થોડી વારે થેલી લઈને આવે છે. ]

લે, આ તારી થેલી, બસ ? હવે ખાતરી થઈ, કે આ તો બધી ફક્ત મશ્કરી જ હતી ?

માણેકચંદઃ ( થેલી લઈ જરા હસીને ) ના, ના ! એમ તો પરમેશ્વરને ખાતર જુદા કાઢેલા પૈસા ક્યાં જવાના હતા ?

ભવાનીરામઃ પણ હવે કલેજે ઠંડક વળી ને ?

માણેકચંદઃ ભાઈ, બધું પ્રભુ કરે છે તે જ થાય છે.

ભવાનીરામઃ એ તો છે જ ને ? પણ ત્યારે પ્રભુનું અત્યારે એમ ધારવું છે, કે આપણે બે સાથે બેસી થોડો નાસ્તો કરીએ તો ઠીક. ( ખડખડ હસે છે ) માટે ચાલો અંદર.

માણેકચંદઃ ભલે, જેવી આપની ઇચ્છા.

[ બંને જાય છે. ભવાનીરામ બાજુમાંથી "કેવો પટાવી દીધો"નો ભવાર્થ નીકળે એ રીતે આંખો નચાવતો જાય છે. ]

## પ્રવેશ ચોથો

**સ્થળ:** કાજીજીનું દીવાનખાનું

**સમય:** સોમવારની સવાર

**પાત્રો:** માણેકચંદ, ભવાનીરામ, કાજી, નોકર

[ કાજીજી બેઠા બેઠા લખે છે. એવામાં માણેકચંદ આવીને લાંબો થઇને પગે લાગતો આળોટી પડે છે.

**માણેકચંદ:** એહસાન ! એહસાન ! ખુદાવિંદ, એહસાન ! સદહજાર એહસાન !

**કાજી:** અરે, અરે, (ઊઠાડીને) આ શું કરે છે ? ને તું કોની રજાથી અંદર આવ્યો ? ને આજે તને કોણે બોલાવ્યો હતો ?

**માણેકચંદ:** અરે, જનાબ ! હું તો ગુરૂવારે જ આપનો એહસાન માનવા આવત, પણ મને તાવ આવેલો તેથી અવાયું નહિ ! જનાબ, રૂપિયા તો ગુરૂવારે જ મળી ગયા ! આપે કોણ જાણે શું જાદું ચલાવ્યું, તે પરવરદિગાર જાણે ! પણ કામ તો થઇ ગયું.

કાજી: (મંદ હસીને) એમ ત્યારે ટિકકી લાગી ખરી! વારૂ, કહે જોઉં, કેવી રીતે પૈસા પાછા આપ્યા? પણ ઝટ કર, ને ટૂંકે પતાવ.

માણેકચંદ: હું તો જનાબની ફરમાશ મુજબ ગયો. માંગ્યા. એણે ના કહી. ગાંડો છે કહી કાઢી મૂકયો. પણ પછી પાછો બોલાવ્યો ને કહે કે એ તો બધી મશ્કરી છે, ને લે તારા રૂપિયા! બસ! એમ કહીને આપી દીધા! આ તો જાણે મેજેઝોજ થયો, ચમત્કાર જ થયો, ખુદાવિંદ!

કાજી: ચાલ ત્યારે, તારૂં કામ થઇ ગયું ને! હવે તું તારે જા. પેલો આજે જ અહીં આવવાનો છે.

[ ગુલામનબી આવે છે.

કેમ ગુલામનબી?

ગુલામનબી: પંડિત ભવાનીરામ મળવા આવ્યા છે ને અંદર આવવા પરવાનગી ચાહે છે.

કાજી: (માણેકચંદને) જો અલ્યા, તું ગોટાળો કરી નાંખત ને? ચાલ, હવે આ કબાટ પાછળ ભરાઈ જા. ને છાનોમાનો બેસીને જે થાય તે જોયા કરજે. (માણેકચંદને છૂપાવી દે છે) જા, ગુલામનબી, પંડિત-જીને અંદર મોકલ.

[ ગુલામનબી જાય છે, ને
પંડિતજી આવે છે. ]

કાજી: આઇએ, આઇએ પંડિતજી !

[ ઊભા થઈ હાથમાં હાથ
લે છે ને બેસાડે છે. ]

ભવાનીરામ: (બેસીને) તબીયતે શરીફ તો ખુશ-મિજાજ છે ના ?

કાજી: આપની દુવાથી.

ભવાનીરામ: પછી પેલી બાબતમાં બાદશાહ પરવર-દિગારે શી ફરમાશ બજાવી ?

કાજી: અરે, વાતજ જવા દોને. એ તો રાજા પાદ-શાહનાં કામ ! પેલી કહેવત છે ને, કે રાજા, વાજાં ને....

ભવાની: (ફિકરમંદ બનતાં) કેમ, શું થયું, જનાબ ?

કાજી: હું તો કાલે ખિદમતમાં હાજર રહ્યો હતો. વાત થઇ. પણ બાદશાહ તો કહે, કે એ વિચાર હવે આવતી સાલ પર જ રાખો. હવે આ સાલને ત્રણ મહિના બાકી છે, તેમાં એ નવી ખટપટ નહિ જોઇએ. લોકો વધુ વઢે છે તો છો લટકતા. એ જ એમને સજા ! જેની અધીરાઈ હોય તેને કહી દેવું કે ખટલો પાછો ખેંચી લે. કહો, પંડિતજી હવે આપણાથી શું બોલાય ?

મેં તો આપને વાત કરી, નક્કી કર્યું ને હવે તો ઊલટું મારે નીચું જોવા જેવું થઇ પડયું છે.

ભવાનીરામઃ ના, ના ! જનાબ ! એમાં આપને શું નીચું જોવાનું હોય ? કંઇ નહિ ! કંઇ નહિ ! એ તો હોય. ત્યારે હાલ તો એ વિચાર તદ્દન બંધ જ કેમ ?

કાજીઃ બીજું શું હોય ?

ભવાનીરામઃ ત્યારે બીજી ફરમાશ ન હોય તો રજા લઉં.

કાજીઃ જેવી ઇચ્છા. કામસેવા ફરમાવશો. હું બહુ દિલગીર છું, પણ--જુઓને પંડિતજી......

[ ઊઠીને પં૦ ભવાનીરામને મૂકવા જાય છે. બંને અંદર જાય છે. થોડી વારે કાજીજી પાછા આવે છે.]

કાજીઃ ( માણેકચંદને ) અલ્યા, બહાર નીકળ. ને સાચવીને ભાગી જા. જો, બીજે રસ્તે ચાલ્યો જજે.

[ માણેકચંદ પગે લાગવા જાય છે, તેને અટકાવીને--]

હવે તું તારે જા. મારે એ બધું નથી જોઈતું. નાસ અહીંથી.

[ માણેકચંદ હાથ જોડતો જોડતો જાય છે. ]

**કાજીઃ** ચાલો! કામ સારૂં પતી ગયું. હવે ઝટ ઝટ ગુસ્લ કરી લઉં. કચેરીનો વખત થઇ જશે.

[ જાય છે. પડદો પડે છે. ]



## પ્રવેશ પાંચમો

**સ્થળ:** રસ્તો

**સમય:** આગલા પ્રવેશ પછી તરતનો

**પાત્ર:** ભવાનીરામ

[ ભવાનીરામ બબડતો ફફડતો જાય છે. ]

**ભવાની:** આ તો લેને ગઇ પૂત, ઓર ખો આઇ ખસમ! લાગતો હતો હાથી તેની થઈ ગઇ ઝેરી માખી! બચ્ચા ભવાનીરામ! તારી કાજીગીરી તો અવળી નીકળી ગઈ! યા કિસ્મત!

[ કપાળે હાથ ઠોકતો ઠોકતો ચાલ્યો જાય છે. ]



# પહેલો બાળકવીર

## સાધનો અને સૂચના

અસલના રાજવંશી પોશાકો, પિતાંબર (અબોટિયાં) અને શાલ હશે તો યુધિષ્ઠિર, ભીમ, વગેરેને માટે ચાલશે. મુગટ હોય તો ઠીક, નહિ તો તેના વગર પણ ચાલશે. દરબારને માટે સિંહાસન તથા થોડાં બીજાં આસનો જોઇશે. પણ ન હોય, તો કેવળ ગાદીના દરબાર વડે ચલાવી લેવાશે. ભીમનો પાઠ લેનાર છોકરાને જરા જાડા દેખાવનો બનાવવો જોઈશે. યુધિષ્ઠિરનું રાજાપણું દર્શાવવા તેની પાસે એક ઘાટદાર દંડ (રાજદંડ) રાખવો જરૂરી છે. તેમ જૂનવટ બતાવવા દરેક રાજવંશીને કંદોરો પહેરાવી શકાય તો શોભા વધારે આપશે.

ડાંગવ રાજાને સાદો પોશાક—પહેરણ અને ધોતિયું ચાલશે. તેની પાસે એક તલવાર અને એક ખંજર જોઇશે. ડાંગવ રાજા દેખાવે ખુબસૂરત પણ શરીરે નબળો હશે, તો તેનો પાઠ વધારે દીપી નીકળશે.

અભિમન્યુના પાઠ માટે જરા મજબૂત, સશક્ત

છોકરો રાખવો જરૂરી છે.

ખેડૂત માટે સામાન્ય પોશાક ચાલશે. જમીનદાર માટે જરા ભભકાદાર કપડાં જોઇશે.

ડાંગવનો પ્રધાન ભરાઉ શરીરવાળો હોય તો દીપશે. તેને માથે પાઘડી કે ફેંટો ન રાખવો, માથું ઉઘાડું જ રાખવું.

ગવૈયા માટે એક વાજીંત્ર જોઈશે. તેમાં તંબૂરો રાખવો. હારમોનિયમ નહિ જ ચાલે. જરૂર હોય તો એ પ્રસંગ આખો ઉડાવી દઇ શકાશે.

પડદાની રચના આ નાટિકા માટે જરૂરી છે.

બાળાઓ આ નાટક પુરૂષવેશ ધારણ કરીને ભજવી શકે. તેમાં હરકત આવે એવું કશું નથી.



## પ્રવેશ ૧લો

**સ્થળ:** રસ્તો

**સમય:** સાંજે ચાર વાગ્યાનો

**પાત્ર:** ડાંગવ રાજા તથા તેનો પ્રધાન ભાસ્કર

[ડાંગવ અને તેનો પ્રધાન પ્રવેશ કરે છે.]

**ડાંગવ રાજા:** જોયું ? પ્રધાનજી, દુનિયામાં હવે કોઇ ઠેકાણે ન્યાય હોય એમ તમને લાગે છે ?

**પ્રધાન:** મહારાજ, નિરાશ માં થાઓ. આશા અમર છે.

**ડાંગવ:** પણ મંત્રીજી, હવે તમે શાની આશા રખાવો છો ? વાડ ચીભડું ગળે ત્યાં ફરિયાદ કોને કરવી ? શ્રીકૃષ્ણ જેવા મહાપુરૂષ પણ પુત્રહઠના ગુલામ બન્યા છે. પુત્રની જીદ ખોટી છે, તે પોતે જાણે છે, સમજે છે. એમ છતાં દીકરાને વારવાને તૈયાર નથી. પોતે ચક્રવર્તી હોય તેમાં શું થઇ ગયું ? મારી ઘોડી લઇ લેવાનો એને શો અધિકાર છે ?

**પ્રધાન:** અધિકાર તો નથી જ, મહારાજ ! પણ સત્તાનો મદ કોને કહે છે ? એ કેફમાંથી કોણ બચ્યું છે ?

ડાંગવ: બરાબર બોલ્યા, પ્રધાનજી; ને તેથી જ હું તમને કહી દઉં છું કે તમે હવે મને અટકાવો છો એ ખોટું થાય છે. પાપ અને અધર્મથી છલોછલ ઉભરાતી આ દુનિયામાં મારે હવે વસવું નથી. મને મારો રસ્તો કરી લેવા દો.

[ તલ્વાર ખેંચે છે.

પ્રધાન: (રાજાનો હાથ ઝાલી અટકાવતાં) મહારાજ, કઇ જીભે હું હા કહું તે મને સમજાવશો ? શું મોઢું લઇને હું પ્રજા પાસે જઇ શકું ? નગરના મહાજનને હું શો જવાબ આપું ? પિતા સમાન રાજા, જેની છત્તર છાયા હેઠળ સારી હકુમત શાંતિથી અમનચમન કરે છે, તેના આપઘાતમાં હું કઇ જીવે હકાર ભણું ?–કયે મોઢે સંમતિ આપું ? ના, ના, મહારાજ, એ કરતાં તો બીજો રસ્તો હું આપને બતાવું.

ડાંગવ: બીજો વળી કયો રસ્તો છે ?

પ્રધાન: રસ્તો સાફ ને સીધો છે. પહેલાં મને મારો ને પછી આપ સ્વર્ગનો રસ્તો સ્વીકારો.

[ ડાંગવ હબકીને પાછો હઠે છે.

ડાંગવ: અરે ! એ શો લવારો ? પ્રધાનજી, ડાંગવ રાજાની ઘોડી ચોરાય. કૃષ્ણનો પુત્ર જ એ ચોરી કરે,

હું કૃષ્ણ પાસે જાઉં, ઘોડી પાછી માંગું. ઘોડી ન મળે. આમાં તમારૂં ખૂન કરવાનો અધિકાર મને કયે હિસાબે મળ્યો ?

પ્રધાનઃ જે હિસાબે આપને આત્મહત્યા કરવાનો અધિકાર મળે છે, તે જ હિસાબે.

ડાંગવઃ ખોટી વાત, પ્રધાનજી ! ઘોડી મારી ચોરાઇ છે. એ ઘોડી વિના હું જીવી શકું તેમ નથી. આઠે દહાડે, પંદરે દહાડે મારૂં મોત તો નક્કી જ છે. તે ગાળાનો ઝૂરાપો, એ હૈયાશગડીની કારમી બળતરા મારાથી નહિ ખમાય–નહિ સહેવાય. તેથી, તે કારણથીજ હું તો જીવન સમર્પી દેવા ઇચ્છું છું. તમારે માથે તો હકુમતની આખી જવાબદારી છે. વહીવટ ચાલતો આવ્યો છે તેમ ચલાવવો, અને કુમાર મોટો થાય એટલે તેને ગાદીએ બેસાડવો; એ ભાર તમારે માથે છે. તમને તો પ્રજાને તરછોડી જવાનો હક જ નથી.

પ્રધાનઃ તો એ હક નથી આપને ય, રાજાજી. ઝૂરાપો સહન ન થાય, તેથી આપઘાત કરવો એ તો સ્વાર્થ છે. આપ આટલા સ્વાર્થી કયા દિવસથી થયા એ સવાલ પ્રજા મને પૂછે ત્યારે મારે શો જવાબ દેવો ?

ડાંગવઃ (વિચારમાં પડી જઇને) પણ તો પછી,

પ્રધાનજી ! મારે શું કરવું ? પ્રત્યેક બાબતમાં હું તમારી સલાહ લઉં છું. આ આકરી આફતમાં પણ હું તમારી જ સલાહ માગું છું, બોલો.

પ્રધાનઃ બસ ? હું કહું તેમ કરશો ?

ડાંગવઃ બતાવો.

પ્રધાનઃ આપની ઘોડી હરાઇ એ આપણું નાક હરાયા બરાબર છે. એનો રસ્તો એક જ હોયઃ યુદ્ધ ! મહારાજ, એ કૃષ્ણની સામે આપણે યુદ્ધ પોકારો. પછી ભલે એમાંથી આપણે ખાક બની જઈએ—ફના થઇ જઇએ.

ડાંગવઃ યુદ્ધ ? પ્રધાનજી, તમે આ શબ્દો વિચાર કરીને ઉચ્ચારો છો ? વાઘની સાથે બકરીનું યુદ્ધ ? ઘરોળીની સાથે મંકોડાની લડાઇ ? સિંહની સાથે હરણનું યુદ્ધ ? શી વાત છે આ તમારી ?

પ્રધાનઃ મહારાજ, મારી વાત જરા ધ્યાનથી સાંભળો ને પછી આપ નક્કી કરો. હું આપને એકલવાયા જંગે ચઢવાનું નથી કહેતો. અંગ, વંગ, કલિંગ, કોશલ, આદિ દેશોમાંથી શું કોઇ જ આપણને સાથ નહિ આપે ? આપણે કોઇની પાંખમાં ભરાઇએ, અને પછી જંગ માંડીએ.

ડાંગવઃ પ્રધાનજી, તમારી અક્કલ પણ બહેર મારી

ઈ લાગે છે. ક્યાં દ્વારિકાના ચક્રવર્તી નરેશ ને ક્યાં આ નાનકડા રાજાઓ? એમાંનો કોઈ પણ માથું ઊંચકવાની હિમ્મત કરે તેમ નથી. તેમાં પણ આપણા જેવા નાનકડાને સાથ આપવા, કોઈ બળિયા સાથેનો પોતાનો સંબંધ નહિ બગાડે. એવામાં તો પડે કોઈ પુણ્યશાળી સત્યવાદી વીરલો હોય તે જ. બાકી કંઇ ન મળે.

પ્રધાનઃ ત્યારે તે તો એક જ દેખાય છે. યુધિષ્ઠર રાજા જેવું સત્યવાદી કોઇ નથી. તે અને તેના ચાર ભાઇઓ જેવા શૂરા છે, તેવા જ સાચ્ચા છે. તેમનું શરણુ લઇએ તો?

ડાંગવઃ હા. એ એક છેલ્લો પાસો નાંખી જોઇએ. આશા અમર છે! પ્રધાનજી, તમે સાચું બોલેલા! આશા અમર છે.

પ્રધાનઃ હા પ્રભુ! આશા અમર છે. ચાલો, ઇન્દ્રપ્રસ્થ ઊપડવાની તૈયારી કરીએ.

[ ચાલવા માંડે છે.

ડાંગવઃ આશા અમર છે!

[ જાય છે.



## પ્રવેશ બીજો

**સ્થળ:** ઇન્દ્રપ્રસ્થમાં યુધિષ્ઠિરનો દરબાર

**સમય:** સવારે નવેકનો

**પાત્રો:** યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, નકુળ, સહદેવ
પણ સાથે બેઠા છે. થોડા બીજા દરબારીઓ,
પ્રધાન વગેરે પણ છે.

[સંગીત ચાલે છે.]

ગવૈયો: "કોન બતાવે વાટ....
ગુરૂ બીન....કોન બતાવે વાટ....
બડા વિકટ યહ ઘાટ
ગુરૂ........"

[ગીત પૂરૂં થાય છે.]

**યુધિ૦:** ન્યાયમંત્રી, પેલો અટપટો દાવો કાઢો. જોઈએ, એમાં શું છે ?

**ન્યાયમંત્રી:** મહારાજ, સેવક તૈયાર છે. દાવાદારો પણ બહાર તૈયાર છે.

**યુધિ૦:** પહેલાં એની હકીકત મને કહી સંભ-

બાવો. પછી અરજદારોને રજા કરો.

ભીમ: મોટાભાઈ, એમ તો બહુ લાંબું થઈ જશે. ને મારા તો પેટમાં કકડીને ભૂખ લાગી છે.

યુધિ૦: (ધમકાવતાં) તું મૂગો રહે, ભીમ ! બહુ ભૂખ લાગી હોય, તો ચાલ્યો જા.

નકુળ: મહારાજ મને રજાની જરૂર વધારે છે. મારે કસબી પીતાંબરોની ખરીદી કરવાની છે. અને અત્યારે જ વસ્ત્રવિક્રેતાને મળવાનું નક્કી કરેલું છે.

યુધિ૦: ભલે, તું જા. ભીમ ! તું બેસી રહે.

[ભીમ મોઢું ચઢાવીને બેસી રહે છે. અર્જુન ને સહદેવ જરા જરા હસે છે. નકુળ ચાલતો થાય છે.]

યુધિ૦: વારુ, ન્યાયમંત્રી, ચલાવો.

ન્યાયમંત્રી: (કાગળો વાંચતાં) રઘુનાથ ખેડૂત છે. શ્યામસુંદર ખેતરનો માલિક છે, રઘુનાથે તે ખેતર સાંથે રાખેલું છે. ગઈ સુદ દશમને દિવસે એક કાતક બન્યું. અડધી રાત્રે આકાશમાંથી એક તારો ખર્યો. ને તે ખરતો તારો શ્યામસુંદરની માલિકીના એ ખેતર પર પડ્યો. સવાલ ઊભો એ થાય છે, કે એ તારાનો માલિક કોણ છે ?

યુધિ૦: એમાં તે શી મોટી તકરાર છે ?

ન્યાયમંત્રીઃ એ જ આપને જણાવું છું. તકરારનું મૂળ એ છે, કે તારા રૂપી પથ્થરમાં ખનીજ પદાર્થો છે. ને તેમાં સોનાની રજકણો પણ દેખાય છે. તકરારનું મૂળ આ છે.

શ્યામસુંદરઃ એ વસ્તુ 'મારી' જમીન પર પડી છે, એટલે મારી છે; રઘુ તો ફક્ત ખેતીની પેદાશનો માલિક છે. ને તારો કંઇ મેથીની ભાજી નથી, ઘઉં કે મકકાઈભુટ્ટા નથી !

[ સૌ હસે છે. ]

યુધિ૦: (હસતાં) એ પણ ઠીક. વારૂ. રઘુનાથ શું કહે છે ?

ન્યાયમંત્રીઃ તે કહે છે કે ખેતર મેં ગયા કારતક સુદ પડવાથી તે આવતી દિવાળી સુધી માટે રાખેલું છે. તે દરમ્યાન હું એમાંની તમામ વસ્તુનો માલિક છું. સાંથની રકમ શિવાય બીજી કોઈ વસ્તુ પર શ્યામસુંદરનો હક નથી. માટે તારો મને આપવો.

યુધિ૦: વારૂ, ઠીક. હવે કંઈ બાકી રહે છે ?

ન્યાયમંત્રીઃ હા, મહારાજ ! આ દાવામાં ત્રીજા પક્ષકાર આપણે પોતે છીએ.

ભીમ: (ચમકીને ઊભો થઇ જઇ) એટલે ?

ન્યાયમંત્રી: રાજ્ય તરફથી જકાતખાતાએ આ બાબતમાં અરજી નાંખી છે કે આ તારો રાજ્યથી બહારના પ્રદેશમાંથી આવેલો જકાતી માલ છે. અને તે જકાત ભર્યા વિના ગેરકાયદે દાખલ થયેલી વસ્તુ છે. માટે તેને રાજ તરફથી જપ્ત કરવા હુકમ કરવો.

ભીમ: (માથું ખંજવાળતો) એ પણ ખરૂં! આ તો કંઈ અજબ ભૂલભૂલામણી છે! આપણું તો માથું જ ચક્કરભમ્મર થાય છે!

યુધિ૦: (શાંત ચિત્તે) વારૂ. એટલું જ ?

ન્યાયમંત્રી: જી.

યુધિ૦: ભલે, શ્યામસુંદરને બોલાવો.

[ છડીદાર બૂમ પાડે છે: શ્યા....... મસુંદર! શ્યા૦ દાખલ થાય છે. હાથ જોડીને ઊભો રહે છે.]

યુધિ૦: તમારૂં નામ શ્યામસુંદર ?

શ્યાચસુંદર: જી ?

યુધિ૦: આ તારા બાબત તકરાર તમારી છે ?

શ્યા: જી.

યુધિ૦: તે એ તારો તમે બનાવેલો ?

શ્યામ૦: ના મહારાજ, એમ કંઇ મારાથી કહેવાય? પણ—

યુધિ૦: પણ નહિ. એ તારો ઉત્પન્ન કરવામાં તમે શું મહેનત કરી?

શ્યામ૦: તે તો કંઈ નહિ; પણ—

યુધિ૦: તમારા પિતાએ એ બનાવેલો? તમારા દાદાએ? દાદાના દાદાએ?

શ્યામસુંદર: [ હાથ જોડી ઊભો રહે છે. થોડી વારે ] ના જી.

યુ૦: બસ ત્યારે, એ જાઓ. એ તારો તમારો નથી. ચાલો, રઘુનાથને બોલાવો.

[ છડીદાર પોકારે છે. રઘુનાથ આવે છે.

યુધિ૦: તારૂં નામ રઘુનાથ?

રઘુ૦: જ-જ-જ-જ-જી. લલલલોકો મમમમને રરરઘુ ક-ક-ક-હે છે!

[ બધા જરા જરા હસે છે. ]

યુધિ૦: [ શાંતિથી, જરા પણ હસ્યા વગર ] આ તારા બાબત તારી તકરાર છે?

રઘુ૦: જ-જ-જ-જી.

યુધિ૦: તું હળ ચલાવતો હતો, ત્યારે એ જમીન-

માંથી નીકળ્યો ?

રઘુ૦: ન-ન-ન-ના પપપપણુ—

યુધિ૦: તેં એ પકવવા કેટલા કોશ પાણી સિંચેલું ?

રઘુ૦: તતત-તે તો–તો–તો.......

યુધિ૦: જા. એ તારો તારો નથી. ન્યાયમંત્રી, એ તારાની કિંમત કરાવો. અને તેમાંથી એક દવાખાનું કે નિશાળ કાઢો. ને તેનું નામ રઘુશ્યામશાળા કે રઘુશ્યામ-દવાખાનું આપો. ચાલો, એ કામ પતી ગયેલું ગણવામાં આવે છે. હવે.......

[ છડીદાર દોડતો આવી નમન કરે છે. ]

છડીદારઃ મહારાજ ! બહાર રથ આવ્યો છે અને શ્રીમાન ડાંગવનરેશ પોતાના પ્રધાન સાથે પધારે છે. આપની ખાનગી મુલાકાત ચાહે છે.

યુધિ૦: નરેશ છે ? ભલે, તેમને મોકલ. દરબારીઓ, સૌ વિદાય લ્યો.

[ ભીમ, સહદેવ, અર્જુન બેસી રહે છે. બીજા સૌ જાય છે. ડાંગવ પ્રધાન સાથે આવે છે.

યુધિ૦: પધારો નરેશ. આ આસને બિરાજો. શી ફરમાશ છે ?

ડાંગવ: ફરમાશ આપની હોય, મહારાજ. હું તો આપને શરણે આવેલું એક તુચ્છ પ્રાણી છું.

યુધિ૦: શરણે ? શી આફત છે ?

ડાંગવ: પ્રધાનજી, આપણો ઇતિહાસ કહો.

પ્રધાન: સમ્રાટશિરોમણિ, અમારા આ રાજાજી ડાંગવસેનની ઘોડીની કીર્તિ આપે સાંભળીજ હશે. દુનિયાભરમાં એનો જોટો નથી, એ સૌ જાણે છે. એ ઘોડી દ્વારકાધીશ કૃષ્ણજીના પુત્ર પ્રદ્યુમ્ને જોઇ. તેને પોતાની કરવાનું એને મન થયું. અને એણે ઘોડીની ચોરી કરી. હવે પાછી માંગીએ છીએ તે આપવાની ના કહે છે. ઘોડી પર રાજાજીને ખૂબ પ્રેમ છે. ઘોડી વગર પોતે જીવે એમ નથી. આથી, મહારાજ, આપને શરણે આવ્યા છીએ. ન્યાય છણાવો, ઘોડી અપાવો.

યુધિ૦: પણ તે માટે આપ શ્રીકૃષ્ણને મળો. તેઓ તરત આપી દેશે.

પ્રધાન: તેમ હોત, તો આપને શીદ તસ્દી આપત ! પણ કૃષ્ણજી કહે છે, કે ઘોડી નહિ મળી શકે. તેથી આપને શરણે આવ્યા છીએ. હવે તો એક જ ઉપાય છે, યુદ્ધ ! આપે અમને શરણે રાખીને તેમાંજ સાથ દેવાનો છે.

યુધિ૦: યુદ્ધ ? ને તે પણ કૃષ્ણની સાથે ? અમે લડીએ ?

અર્જુન: તમારી ઘોડી માટે મારે મારા સાળા સાથે લડવું ?

ભીમ: [ડાંગવને] જો ભાઇ, લઢવાને આપણે તૈયાર છીએ. પણ આ તો સગાસંબંધીના ખટલા છે. તેમાં ક્યાં અમને હોમે છે ? તારે જોઇએ તો એકને બદલે પાંચ પચીસ ઘોડીઓ અહીંથી લઇ જા ને! અમારા મોટાભાઇ બહુ દોલા દિલના છે. ખુશીથી આપી દેશે.

સહદેવ: હાહાહા.......(હસે છે.) ખરૂં કહ્યું ભીમભાઇ !

ડાંગવ: મહારાજ, આ સવાલ ઘોડીનો જ નથી; નાકનો છે, નોકનો છે.

પ્રધાન: અને અમારા રાજાજીના જીવનમરણનો છે.

ભીમ: (છણકાથી) એવું તે એટલું બધું એ ઘોડીમાં શું ભરાઈ બેઠું છે ? સોનાની છે, કે હીરાની ?

યુધિ૦: ડાંગવસેન, તમારી વાત તો ખરી છે. કૃષ્ણના પુત્રે તમારી ઘોડી લીધી હોય તો તે તમને પાછી મળવી જ જોઇએ. ન્યાયની વાત તો છે જ—પણ........

અર્જુન: પણ પારકી ઘોડી ખાતર વહેવાઈસંબંધીમાં તકરાર કોણ કરે, એ કહો.

**ડાંગવ:** તમે મને એ કહો, કે શરણે આવેલાને રક્ષણ આપવાનો ધર્મ ક્ષત્રિયનો છે, એ વાત ખરી કે કેમ?

**પ્રધાન:** અરે, ક્ષત્રિયની શી વાત? માણસાઇમાં એ વાત આવે ખરી કે નહિ? ચક્રવર્તી રાજાની ફરજમાં આવે કે નહિ? સત્યવીર પાંડવોના ધર્મપાલનમાં આવે કે નહિ? ન આવે, તો ના કહો. અમે અમારે રસ્તે પડીએ.

[ સૌ ઘડીભર સ્તબ્ધ રહે છે. ]

**અર્જુન:** રાજન, તમારો કોયડો મુશ્કેલ છે. અમને જરા વિચાર કરવા દો.

**યુધિ૦:** અને આનો નકકી નિર્ણય બાને–કુંતાસતીને પૂછ્યા વિના અમારાથી નહિ થઇ શકે. માટે આપ બેસો. હું જરા અમારી માતાને મળી આવું.

[ જાય છે. ]

**ભીમ:** આ અમારા અર્જુનભાઇ સાળાની સાથે બગાડ કરવા રાજી નથી. બાકી આપણે તો ઝૂડી કાઢી પાડીએ.

**સહદેવ:** (મજાકમાં) ભાભીની રજા વગર?

[ હસે છે. ]

**ડાંગવ:** પૃથ્વીપતિઓ! આ બાબત હસવાની નથી,

એટલું આપને નમ્રપણે જણાવું છું.

[ થોડી વારે યુધિ૦ આવે છે. ]

યુધિ: ડાંગવસેન, મેં અમારાં માતુશ્રી સાથે પૂરતી વાટાઘાટ ચલાવી છે. અને કુટુંબને લગતી આ બાબત હોવાથી દરેક રીતે એવો જ નિર્ણય પડયો છે, કે તમારી વાત સાચી હોવા છતાં અમે તમને સાથ આપી કુટુંબમાં કાયમી કડવાશનાં ઝાડ ઉગાડવા તૈયાર નથી.

ડાંગવ: બસ, એજ આપનો જવાબ?

યુધિ૦: હા, એજ અમારો [નિર્ણય!

પ્રધાન: મહારાજ, આ ખોટું થાય છે, ક્ષત્રિયવટ ઝાંખી પડે છે, ચક્રવર્તીપણું નીચું પડે છે.

યુધિ૦: હવે એ વિષયને લંબાવવામાં સાર નથી. આપ મહેમાનગૃહ તરફ પધારો. અલ્યા, કોણ છે? આમને અતિથિગૃહે લઇ જાઓ.

ડાંગવ: } આભાર થયો કૃપાનાથ. પણ હવે
પ્રધાન: }

અમે અમારે રસ્તે જ પડીશું.

અર્જુન: (જરા તોછડાઇથી) જેવી ઇચ્છા.

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ત્રીજો

**સ્થળ:** નદીકાંઠો

**સમય:** સવારે દશેક વાગ્યાનો

**પાત્રો:** અભિમન્યુ, ડાંગવ

**અભિમન્યુ:** [ તરતનો નહાયેલો છે. નીચોવેલું ધોતિયું ખભે છે. ડીલ ખુલ્લું છે. ] નહાતાં બહુજ વાર લાગી. મગર જબરો બહુ તો ! કલાક સુધી મને હંફાવ્યો. છેવટે છેલ્લો દાવ લીધો, ત્યારે જ જેર થયો. પણ ઘેર સૌ ચિંતા કરતાં હશે. લાવ, ઝટ ઝટ પહોંચી જાઉં.

(સામે જોઇ, ચમકીને) અરે, પણ પેલું કાવરૂંબાવરૂં કોણ આવતું દેખાય છે ? લાવ, જોવા દે.

[ ડાંગવ રાજા મેલોઘેલો, હાંફળો પ્રવેશે છે. ]

**ડાંગવ:** (હાંફતાં) ઠીક થાપ દીધી. ભાસ્કર પ્રધાન કેડો નહોતો મૂકતો. આખરે દિશા જવાને બહાને છટક્યો ત્યારે ! પણ હવે આ તક જવા ન દેવાય. બસ, એ તો એ જ. દુનિયામાં ન્યાય નથી, ક્ષત્રિમાં તેજ નથી; જીવનમાં સાર નથી. વધુ વિચાર કરવામાં પાર નથી. જીવ, તું હવે છૂટો થઇ જા.

[ ગાંડીવ

[ કમ્મરેથી ખંજર કાઢી પેટમાં ભોંકવા જાય છે. એકદમ અભિ-મન્યુ હાં હાં કરતો આવી હાથ પકડી લે છે. ]



**અભિમન્યુઃ** ધોળે દિવસે આપઘાત ! ને તે પાંડવોની રાજધાનીની હદમાં ? પરદેશી પુરૂષ, આપ કોણ છો ? શા સારૂ પોતાનું ખૂન કરો છો ?

**ડાંગવઃ** અરે, બાળક! તું કયાં હવનમાં હાડકું થવા આવ્યો ? બાળક, તું એ વાતો નહિ સમજે. મને છોડી દે, ને તારે રસ્તે પડ. [ જોર કરે છે. ]

**અભિમન્યુઃ** (હસીને) રસ્તે પડું ? હા, પડું. ચાલો, આપ છૂટા થાઓ, એટલે હું મારે રસ્તે !

[ હાથ કચકચાવીને ઝાલે છે. ]

**ડાંગવઃ** (ખૂબ જોર કરતાં) અરે, તું તો જબરો છે ! મારાથી તારો પંજો નથી છોડાવાતો ! વીર બાળક, તું કોણ છે ?

**અભિ૦ઃ** (ફરી હસીને) હું બાળક છું.

**ડાંગવ૦ઃ** ખરૂં, પણ કયા સિંહનું ?

**અભિ૦ઃ** સિંહનું ? હું તો માણસનું બાળક છું. પરદેશી, મારા પિતા પાંડવ કહેવાય છે. લોકો તેમને અર્જુન પણ કહે છે.

**ડાંગવઃ** તમે, તમે અર્જુનના પુત્ર છો ?

**અભિ૦ઃ** હા. મને લોકો અભિમન્યુ કહે

**ડાંગવઃ** અભિમન્યુ, વીર બાળક, તું મને કૃપા

કરી આપઘાત કરી લેવા દે. મને અટકાવ માં.

અભિ૦: હું કયાં ના કહું છું? તમારો હાથ છોડાવીને ચાહે તે કરો.

[ બંને એકબીજાની સામે થોડી વાર જોઇ રહે છે. ]

અભિમન્યુઃ પરદેશી પુરૂષ, અકળામણ અસ્થાને છે. તમારો ઇતિહાસ કહો. આપઘાતનું કારણ કહો. પછીજ તમારો હાથ હું છોડવાનો છું. મને યોગ્ય લાગે તો હું રજા પણ આપું.

ડાંગવ: વીર બાળક, એ વાત તારે જાણવામાં મજા નથી, મારે જણાવવામાં નથી.

અભિમન્યુઃ એવું કશું હું નહિ સાંભળું.

ડાંગવ: ( લાચાર બનીને-પણ છણકાથી ) લે ત્યારે, સાંભળ. જો, હું આપઘાત કરૂં છું કેમકે તારા બાપકાકા નામર્દ નીવડયા છે.

અભિ૦: મારા બાપકાકા? નામર્દ નીવડયા છે? પરદેશી, આપ કોની સમક્ષ આ બોલો છો?

ડાંગવ: વીર અભિમન્યુની સમક્ષ. બાળક, સાંભળ. ડાંગવ કરીને એક રાજા છે. તેની પાસે એક અજબ સરસ ઘોડી છે. એ ઘોડી ચોરાય છે. ચોરનારો કૃષ્ણનો

પુત્ર પ્રદ્યુમ્ન છે. ડાંગવે કૃષ્ણ પાસે ઘોડી માગી. તેણે ના પાડી. ડાંગવ મોટા મોટા રાજાઓ પાસે જાય છે. આજીજી કરે છે, કે ન્યાય અપાવો. કોઈ તૈયાર નથી. છેવટે પાંડવ પાસે જઈ પાલવ પાથરે છે, કે મારી ઘોડી અપાવો. ત્યારે પાંડવો-વીર, ધીર, ન્યાયમૂર્તિ પાંડવો બોલે છેઃ એ ન બને. કોઈને ખાતર અમે સગાંસગાંમાં વેર ન બાંધીએ.

અભિમન્યુઃ અને તમે,-તમે જ ડાંગવ?

ડાંગવઃ હા, હું જ ડાંગવ.

અભિમન્યુઃ ત્યારે સાંભળો, રાજવી! પાંડુના પુત્ર નામર્દ હશે. પણ તેમનો પુત્ર નામર્દ નથી. ડાંગવ રાજા, હું તમને શરણે રાખું છું. કાં તો તમારી ઘોડી તમને મળે છે, કાં તો અભિમન્યુના પ્રાણ સ્વર્ગે જાય છે. ફેંકી દ્યો, એ ખંજર! (બીજે હાથે ખંજર લઈ ફેંકી દે છે.) આપણે બંને યુદ્ધ કરતાં, હસતાં, હસતાં, મરીશું. મરદ એક જ વાર મરે છે. નામર્દો જિંદગીમાં અનેક વાર મરે છે. [ પંજો છોડી દે છે. ]

ડાંગવરાજા! ચાલો, કૃષ્ણની સાથે મારા બાપ-કાકા જોડાય તો તેની યે મને પરવા નથી. તમારે પક્ષે ન્યાય છે, સત્ય છે, તો બસ છે. ચાલો, મર્દ બનો. મર્દની પેઠે જીવો, મર્દની પેઠે મરો.

ડાંગવ: બાળક! અદ્‌ભુત બાળક! તું આજે નવો ઇતિહાસ રચે છે! તું આજે નવો યુગ માંડે છે! જગતમાં ન્યાયની સ્થાપના કરવા માટે બાળકો ઝૂઝે, સત્યને ખાતર સંબંધ અને સ્નેહને પણ અળગા કરે એ આવતાં અજવાળાંની નિશાનીઓ છે! બાળક, બાળક! તેં આજે મને જ નવું જીવન નથી આપ્યું, તેં જગતને નવો સંદેશો આપ્યો છે, દુનિયા આખીને નવું જીવન આપ્યું છે! ચાલ, મર્દની પેઠે તારી સાથે મરવા તૈયાર છું, પછી ભલે આખી દુનિયા સામે પક્ષે હોય. ચાલ, ચાલ! સત્ય અને ન્યાય માટેના યુદ્ધમાં આપણ બંને ખપી જઇએ.

અભિમન્યુ: હા, હા! જગતનું સત્ય ખપી જાય, જગતમાંથી ન્યાય નિર્મૂળ થઈ જાય તેના કરતાં આપણે બેજ નહિ, માનવી માત્ર ખપી જાય, તો તે પણ બેહતર છે. ચાલો. [ બન્ને જાય છે. ]

---

અંતે—પાંડવો પણ શરમાઇને ડાંગવ સાથે જોડાય છે. કૃષ્ણ સાથે મોટી લડાઈ થાય છે, અને પાંડવો જીતે છે.

